વાતે ટેવાયેલા આધુનિક લોકો સામાજિક શક્તિ સરકારના હાથમાં સોંપી દે છે, જેને પરિણામે સામાજિક નૈતિક દબાણને ઠેકાણે કાયદાનું જંગલી તન્ત્ર અમલમાં આવે છે અને માણસજાતિ દહાડે દહાડે નીચે પડતી જાય છે.

અને જ્યાં સરકાર પરદેશી હોય, પ્રજાહિતની સામે થઈને પણ પોતાની શક્તિ ટકાવવાનો આગ્રહ ધરાવતી હોય ત્યાં તો કાયદો એ પ્રજાને દબાવવાનું એક મોટું એન્જીન બની જાય છે, એટલું જ નહિ પણ સારા અને નરસા એ બે શબ્દોનો અર્થ પણ ઊંધો થઈ જાય છે. અત્યન્ત નીચ કૃત્યને માટે પણ ઇલકાબો મળે છે, અને શુદ્ધ તથા પ્રામાણિક વર્તનને માટે જામીનગીરી માગવામાં આવે છે. આવું રાજ્ય જ્યાં ચાલતું હોય ત્યાં જેમ સરકારે આપવા કાઢેલા ઇલકાબો લેવાની ના પાડવી એ ભલા માણસની ફરજ છે, તેમ સરકારે માગેલી જામીનગીરી આપવાની ના પાડવી એ પણ દરેક ભલા માણસની ફરજ છે.

સરકારે ચુંટી કાઢેલા એ લેખો હું ફરીથી વાંચી ગયો—ધ્યાનપૂર્વક અને નમ્રતાપૂર્વક વાંચી ગયો. મને થયું કે કોઈ સાક્ષરમંડળ શુદ્ધ અને સારી લેખનશૈલી જાળવવા માટે મારી પાસેથી જામીનગીરી માગી લેત તો મારો અપરાધ કબૂલ કરી મારી લેખનશૈલી સુધરે નહિ ત્યાં સુધી કશું ન લખવાની ખોળાધરી હું આપી દેત. દાખલા તરીકે, 'અથડામણ' વાળા લેખમાં મારે જેટલું કહેવું હતું તેટલું હું બરાબર કહી શક્યો નથી, વ્યવસ્થિત રીતે મુકી શક્યો નથી. મારે કહેવું હતું કે જોહુકમી નોકરશાહી બે જ રીતે હતબળ થઈ શકે: કાં તો શસ્ત્રબળથી, અથવા તો સત્યાગ્રહથી. આ બેમાંથી આપણે ગમે તે રસ્તો લીધો હોત તોપણ તેને માટે એકાગ્રતાની જરૂર છે જ. એકાગ્રતા વગર આપણે ફતેહમંદ નીવડવાના નથી. હવે આ બે માર્ગમાંથી શસ્ત્રનો માર્ગ કેટલાક લોકો ધાર્મિક દૃષ્ટિથી ત્યાજ્ય માને છે; બીજા કેટલાક શસ્ત્રનો માર્ગ આપણે માટે શક્ય નથી એમ જોઈ તેને કોરે મુકે છે. ગમે તે કારણસર હો, શસ્ત્રના માર્ગની આજે તૈયારી થઈ ન શકે. ત્યારે બાકી રહ્યો એક સત્યાગ્રહનો માર્ગ. એની અંદર એકાગ્રતા જાળવવી એ આપણી રાષ્ટ્રીય ફરજ છે. સત્યાગ્રહનો માર્ગ ધર્મ તરીકે સ્વીકારો, રાજદ્વારી નીતિ તરીકે સ્વીકારો, બીજો માર્ગ નથી એટલા માટે સ્વીકારો, પણ એકવાર સ્વીકાર્યા પછી તેમાં શંકાકુશંકા કાઢીને એકાગ્રતા તોડવી એ રાષ્ટ્ર સામે ગુનહો છે: આપણે એકાગ્રતા જાળવીશું તો રાષ્ટ્રનો પ્રાણ પોતાનું કાર્ય પોતાની મેળે કરશે. પ્રથમ પ્રથમ સ્થાનિક કે પ્રાસંગિક કારણોને લીધે નાનીમોટી અથડામણો થશે અને અકાલીઓની પેઠે બધા જ્યારે તાલીમ લઈ રહ્યા હશે ત્યારે સ્વરાજ્યનું મહાયુદ્ધ અહિંસાની અપૂર્વ ઢબે

શરૂ થશે. તે વખતે મહાસભા ભેગી કરીને તેનો ઠરાવ કરવા જેટલો પણ આપણી પાસે વખત નહિ રહ્યો હોય.

આજે આટલો વિલંબ લાગે છે એનું કારણ પ્રજાનો જુસ્સો મન્દ છે એ નથી, પણ એકાગ્રતા ભાગી ગઇ છે, આપણા માર્ગમાં બહુ શાખાઓ ફૂટી છે, આપણું રાષ્ટ્રીય જીવન એક વહેણમાં વહેતું નથી એ છે. માંડવાળની વિષ્ટિઓ જે ઘડીએ બંધ થશે તે ઘડીએ જ આપણી શક્તિ એકત્રિત થવા લાગશે, અને જેમ જેમ સરકાર ચુસ્ત સત્યાગ્રહીઓને દબાવશે તેમ તેમ મોળા અસહકારીઓ અને ધારાસભાવાદીઓ પણ આપણા દળમાં આવીને જોડાશે.

(નવજીવન, તા. ૧૮–૨–૨૩)

## 'સારી ચાલચલગત

રામરાજ્યમાં પ્રજાના હાથમાં કેટલી સત્તા હતી અને રાજાના હક્ક કેટલા હતા એનો કોઇ વિચાર સરખો કરતું નહોતું. આજે પણ તે વિષે કંઇ જાણવાને આપણે ઇન્તેજાર નથી; કેમકે રાજા—રામરાજા બધી રીતે પ્રજાનું જ હિત સાચવતા હતા. અને તે પણ પ્રજાની ઇચ્છા પ્રમાણે.

જ્યાં રાજા અને પ્રજા બન્ને વચ્ચે પ્રેમ અને આપભોગનું વાતાવરણ હોય ત્યાં રાજાના કેટલા અધિકાર અને પ્રજાના કેટલા અધિકાર એવો સવાલ જ ઉઠતો નથી. જ્યારે રાજા સ્વાર્થી અને જોહુકમી બની જાય છે ત્યારે જ પ્રજાને પોતાના હક્કનો ખ્યાલ સૂઝે છે અને પ્રજા રાજાની સત્તા મર્યાદિત કરવા માગે છે.

પ્રજાના હક્ક માટેની લડત એ રાજાની સારી ચાલચલગત માટેની જામીનગીરી છે. અમારે સ્વરાજ્યનો હક્ક જોઇયે છે એમ જ્યારે પ્રજા કહે છે ત્યારે તેનો સીધો અર્થ એ જ થાય છે કે પ્રજા રાજા પાસેથી સારી ચાલચલગતની જામીનગીરી માગે છે. અંગ્રેજ બહાદુર આ દેશમાં આવ્યા ત્યારે તેઓ ન્યાયથી રાજ્ય કરશે એવી અપેક્ષા આપણા લોકોએ રાખેલી, અને તેથી જ જૂની ખાનદાની પ્રમાણે આ સરકાર સાથે કોલકરારો કરવાની જરૂર કોઇને ભાસી ન હતી. પણ કંપની સરકારના જુલમનો જ્યારે અનુભવ થયો ત્યારે પ્રજા ક્રુદ્ધ થઇ અને પ્રજાએ બળવો કર્યો; જેને પરિણામે રાજવંશી વ્યક્તિને ઇશ્વર અને પોતાની ખાનદાનીને સાક્ષી રાખી એક ઢંઢેરો

જાહેર કરવો પડ્યો. પ્રજા એ ઢંઢેરાનો જે અર્થ સમજી તે રીતે જ જો હિન્દુસ્તાનનો રાજકારભાર ચાલત તો પ્રજા સુખી થઈ હોત અને આજ સુધી ગઈ સરકારનું માબાપપદ ટકી રહ્યું હોત.

પણ સરકારની ચાલચલગત બગડી. રાજ્યકર્તાઓએ પ્રજાને દગો દીધો. જોહુકમી વધતી ગઈ અને એક પછી એક પ્રજાના આગેવાનોનો સરકારની સારી ચાલચલગત ઉપરનો વિશ્વાસ ઉઠતો ગયો. અમૃતસરની મહાસભામાં તિલક ગાંધી વચ્ચે જે વાદ થયો તે આ જ બાબતમાં હતો. તિલક કહેતા કે આ નોકરશાહી બિલકુલ વિશ્વાસપાત્ર નથી. એની પાસેથી સદ્ધર જામીન લીધે જ છૂટકો. ગાંધીજી કહેતા કે નોકરશાહી બાદશાહને મ્હોડે બોલે છે, માટે હજુ એકવાર આપણે વિશ્વાસ રાખીયે. પોતાની ચાલચલગત સુધારવાનો નોકરશાહીનો વિચાર હોય તો આપણે તેને આપણી તરફથી પૂરેપૂરી મદદ કરીયે. આખરે ગાંધીજીની પણ ખાતરી થઈ ગઇ કે આ નોકરશાહી પોતાની ચાલચલગત સહેલાઈથી સુધારે એવી નથી, એટલું જ નહિ પણ આખા સામ્રાજ્યના મન્ત્રીઓ પણ ખિલાફતની બાબતમાં મુસ્લીમ આલમને દગો દેવા તૈયાર થયા છે. તેમની પાસેથી પૂરેપૂરી જામીનગીરી લીધે જ છૂટકો.

જે વખતે આવી રીતે સરકાર બધી જ રીતે પ્રજાનો વિશ્વાસ ખોઇ બેઠી છે, બ્રિટિશ મન્ત્રીઓનાં વચનઃ એ તો મ્હેણું મારવાની એક કહેવત થઈ પડ્યાં છે, એ વખતે જેની તેની પાસેથી સારી ચાલચલગતની જામીનગીરી આ સરકાર માગે એ જોઈ હસવું આવે છે.

(નવજીવન. તા. ૧૮-૨-૨૩).

કશું નથી. આવી હીલચાલ સો વર્ષ સુધી ચલાવો તોયે શું ? સરકારનું તેમાં શું જવાનું હતું ? જ્યાં સરકાર સામે લડવાડ ઉત્પન્ન કરવી જોઇયે ત્યાં તમે પોતાના ભાઇઓ સાથે જ કડવાશ ઉભી કરવા માગો છો. દારૂની ચોકી કરીને જેમ પારસીઓની સહાનુભૂતિ ગુમાવી તેમ હવે કાપડીયાઓની સહાનુભૂતિ ગુમાવવા બેઠા છો.' એવી એવી ટીકા એક બે ભાઇઓએ કરી છે.

દારૂની ચોકીથી જેઓ દારૂનો વેપાર કરતા હતા તેમને કંઇક માઠું લાગ્યું હતું એમાં શક નથી, પણ તે હીલચાલથી પારસી કોમની સ્વરાજ્ય વિષેની સહાનુભૂતિ ઓછી થઇ એ વાત સાચી નથી. પારસી કોમમાં સ્વરાજ્ય વિષેનો ઉત્સાહ ઉલટો વધ્યો જ છે. મુંબઇમાં પારસી જુવાનો દારૂનાં પીઠાં પર ચોકી કરવા નીકળી પડ્યા હતા; એટલું જ નાહ પણ એક પારસી બ્હેને પણ દારૂનાં પીઠાંની ચોકીમાં ભાગ લઇ મહાત્માજીના ધન્યવાદ મેળવ્યા હતા.

કાપડીયાઓને ધીકતી કમાણી જતી કરતાં શરૂઆતમાં કંઇક માઠું જરૂર લાગશે, પણ પરદેશી કાપડનો અપવિત્ર ધંધો છોડી દીધા પછી, નિર્મળ થયા પછી, તેમને પણ શિયાળામાં ટાંઢે પાણીએ ન્હાયા પછી જેવો આનન્દ મળે છે તેવો આનન્દ મળ્યા વગર રહેશે નહિ.

આપણે કાપડીયાનું નુકસાન થાય એમ ઇચ્છતા નથી. તેમને હાથે દેશનું નુકસાન ન થાય એટલું જ ઇચ્છીયે છીયે અને તે પ્રમાણે તેમને વીનવીયે છીયે. તેમા અથડામણ નથી, શુદ્ધ સેવા છે. અને જો આપણે તે બરાબર રીતે, વેરઝેર વગર કરીયે તો તેને પરિણામે સમાજમાં કડવાશને બદલે મીઠાશ જ વર્તશે.

પણ સરકાર સાથે અથડામણમાં આવવાની જરૂર છે તેનું શું ? આપણી લડત અસહકારની છે, અને તે રીતે તો આપણે સરકાર સાથે અથડામણમાં આવી ગયા જ છીયે. જેલો ભરી દેવી, અમુક કે સઘળા કાયદાનો સવિનય ભંગ કરવો, સરકારને લશ્કરી કે મુલકી નોકરો મળવા ન દેવા અને રાજ્ય-તન્ત્ર ચાલતું બંધ પાડવું એવા ઇલાજો આપણે મુલતવી રાખ્યા છે, એનું કારણ સરકાર તે ઇલાજોને માટે લાયક નથી એ નથી. સરકારે અત્યાર સુધી પ્રજા સામે એટલો દ્રોહ કર્યો છે કે હિન્દુસ્તાન ઉપર ચડાઇ કરી આવેલા અને હિન્દુસ્તાનને નીચોવી તેનું સર્વસ્વ લૂંટી જનારા કોઇ પણ જાલિમે એટલા અત્યાચારો કર્યા નહિ હોય. સશસ્ત્ર બળવામાં હજારો અને લાખોની કતલ કરવા કરતાં થોડાક પણ અહિંસક લોકોને માર મારવો અને તેમનું અપમાન કરવું એ વધારે મોટો પ્રજાદ્રોહ છે. બંડખોરને તોપને મ્હોડે ચડાવવા એમાં ભયાનક ચિતાર છે પણ દેશના નિર્દોષ અને ધર્મનિષ્ઠ લોકનાયકોને

જેલમાં પૂરી રીબાવવા એમાં વધારે ક્રૂરતા અને હીચકારાપણું છે. આ સલ્તનત પોતાનાં આવાં દુષ્કૃત્યોને લીધે જ દફનાવવાલાયક બની છે. છતાં આપણે તેની સામે આકરા ઇલાજો લેતા નથી એનું કારણ એ છે કે આપણી તૈયારી પૂરી થઇ નથી. લડતાં લડતાં તૈયારી થાય છે એ વાત સાચી છે, અને તે કારણે જ આપણે લડત શરૂ પણ કરી હતી.

પણ આપણુને અનુભવ થયો કે પ્રજામાં જેટલી તાલીમ જોઇયે છે તેટલી હજી આવી નથી. દલીલો કર્યે કે વ્યાખ્યાનો આપ્યે તે તાલીમ આવવાની નથી. આ સરકાર સામે દેશમાં પૂરેપૂરો અસન્તોષ પેદા થયો જ છે. આ સરકારને ક્ષમા કરવા બહુ જ ઓછા લોકો તૈયાર છે. પણ શસ્ત્રથી કે સત્યાગ્રહથી આ સરકારને હતબળ કરવા માટે જેટલી એકાગ્રતા જોઇયે તેટલી આપણે હજી કેળવી નથી. તે કેળવવા માટે જ આજનો બધો પ્રયત્ન છે.

આ રીતે સો વર્ષે તૈયારી થવાની નથી એમ કહેનારા કેટલાક ભાઇઓ છે. પણ તેમનું તે વચન અધીરાઇનું છે. આપણી આગળ એક જ રસ્તો છે. મોડે વહેલે પણ એ જ રસ્તે જવાનું છે. એ લોકોની શ્રદ્ધા ને આપણે વિચલિત ન કરી હોત તો સારૂં થાત. હજી પણ જ્યાં એક જ રસ્તો હોય ત્યાં તે રસ્તે ઝડપથી ચાલી રસ્તો પૂરો કરવો જોઇયે.

દેશમાં જન્મેલો પ્રાણ પોતાની મેળે કામ કર્યે જ જાય છે. લોકોમાં સ્વરાજ્યની આકાંક્ષા અને સ્વરાજ્યની હિંમત આવી ગઇ તેથી જ શીખો ભલે પોતાનાં મન્દિરો માટે પણ આટલી બહાદુરીથી લડી શક્યા. જેમ જેમ લોકોનું ચિત્ત એકાગ્ર થશે તેમ તેમ સ્વમાન જાળવવા અથવા સ્વધર્મનું પાલન કરવા ખાતર જુલમગારો સાથે લડવાના નાનામોટા પ્રસંગો એની મેળે નીકળી આવવાના. સ્વરાજ્યને માટેની આપણી ભારે લડતની આ પૂર્વતયારી છે. આવી નાનીમોટી લડતોથી જ પ્રજા સ્વાતન્ત્ર્યયુદ્ધનો પાઠ શીખે છે અને એકાગ્ર થાય છે. આપણુને લાગે છે તેટલા દિવસ આ તૈયારીમાં જવાના નથી. જુલમથી પ્રજા એટલી બધી કંટાળી ગઈ છે અને દહાડે દહાડે આપણી સ્થિતિ એટલી વધારે ને વધારે કફોડી બનતી જાય છે કે તૈયારીની શરૂઆત કર્યા પછી આપણુને લાગે છે તેના કરતાં વધુ જોરથી પ્રજા તાલીમ લઈ રહેશે અને વખતે મહાસભાનો ઠરાવ થાય તેના પહેલાં જ યુદ્ધ સળગશે. (નવજીવન, તા. ૨૬-૧૧-૨૨)

૨૭૦૭૭